

॥ श्रीप्रणवस्वरूपाय सद्गुरवे नमः ॥

# ॥ श्रीसद्गुरुपूजनपद्धति ॥

સંગ્રહિત કરી લખનાર

**સ્વ૦ પીતાંબર ગોવિંદરામ ભટ્ટ**

[illegible]

છપાવી પ્રસિદ્ધ કરનાર

**સૌ. જયાવંતી કલ્યાણજી**

પોરબંદર—કાઠિયાવાડ


આવૃત્તિ ત્રીજી — પ્રતિ ૧૧૦૦

નિર્ભય પ્રીન્ટીંગ પ્રેસમાં ત્રિવેદી શિવપ્રસાદ લલ્લુભાઈએ છાપ્યું. ઠે. ઘીકાંટારોડ-અમદાવાદ.

શાકે ૧૮૫૦ — સંવત્ ૧૯૮૪ — ખ્રિસ્તાબ્દ ૧૯૨૮

પડતર મૂલ્ય રૂ. ૦-૧-૬

# શ્રીઉપનિષદો ગુજરાતીટીકાસહિત

## બીજી આવૃત્તિ

આ ગ્રંથમાં માંડૂક્યની કારિકાસહિત ઈશથી કૈવલ્ય-

[illegible]

રૂ. ૩–૦–૦ પોસ્ટેજ જુદું. કાગળ, છપાઈ ને પૂંઠું ઉત્તમ છે.

ઉપર લખેલાં બંને પુસ્તકો રોકડા દ્રવ્યથી વા વિ૦ પિ૦ થી નીચે લખેલે સ્થળેથી મળી શકે છે:—

વ્યવસ્થાપક, આનંદાશ્રમ

બીલખા—કાઠિયાવાડ.

ॐ

॥ ॐ नमः श्रीसद्गुरुपरमात्मने ॥

# પ્રસ્તાવના

જગતમાં કોઈ પણ માણસથી સાંસારિક એટલે વ્યવહારનું જ્ઞાન પણ તે વિષયના જ્ઞાનકુશળ મનુષ્યવિના પોતાની મેળે સંપાદન કરી શકાતું નથી, તો સ્વાત્મકલ્યાણના હેતુરૂપ પારમાર્થિક જ્ઞાન સ્વતઃ પ્રાપ્ત કરી શકાય એ વાતનો તો સર્વથા અસંભવજ છે. ગમે તેટલા વેદાંત, યોગ કે ભક્તિના ગ્રંથો વાંચી જવાય, પણ તેમાં રહેલું ગુપ્ત રહસ્ય વાચકથી **શ્રીસ**દ્ગુરુવિના સમજી શકાતું નથી. તત્ત્વમસ્યાદિ મહાવાકયોનો કિંવા પ્રણવનો અર્થ સમજી, અખંડબ્રહ્માકારવૃત્તિદ્વારા જીવને બ્રહ્મરૂપ કરવાની યુક્તિ, હઠયોગના કે રાજયોગના પ્રયોગોદ્વારા બહિર્મુખ મહામદોન્મત્ત મનરૂપી ગજેંદ્રને વશ કરી, વૃત્તિને સ્વસ્વરૂપમાં લય કરવાની યુક્તિ, તથા પરાભક્તિનું સ્વરૂપ સમજી વિશુદ્ધ પ્રેમદ્વારા અંતઃકરણને અખંડભગવદાકાર રાખવાની યુક્તિદ્વારા પરમતત્ત્વનો સાક્ષાત્કાર–અપરોક્ષાનુભવ–કરી જન્મમરણના અસહ્ય કષ્ટથી મુક્ત થઈ કૃતકૃત્ય થવું એ મહાનુભાવ દયાઘન **શ્રીસ**દ્ગુરુના અનુગ્રહવિના નજ બની શકે એ સર્વથી નિઃસંદેહ સમજાય એવું છે. કદાપિ કોઇ દુરાગ્રહીઓ આપડાહ્યા થઇ **શ્રીસ**દ્ગુરુનો આશ્રય લીધાવિના પોતાની ઇચ્છાનુસાર પ્રયત્ન કરી ભવસાગરનો પાર પામવા ઇચ્છે છે તો તેણે કરેલો તેવો શ્રમ સફળ ન થતાં તેનો મનોરથ મનમાંજ રહી જાય છે. આજ ભાવને સૂચવતાં **શ્રીમદ્ભા**ગવતના દશમસ્કંધમાં વેદસ્તુતિના પ્રસંગમાં કહ્યું છે કેઃ—

" विजितहृषीकवायुभिरदांतमनस्तुरगं,
य इह यतंति यंतुमतिलोलमुपायखिदः ।
व्यसनशतान्विताः समवहाय गुरोश्चरणं,
वणिज इवाऽज संत्यक्तकर्णधरा जलधौ ॥"

**ભાવાર્થ:**—હે અજન્મા ! અતિચંચળ મનરૂપી ઘોડો, ઇંદ્રિયોનો નિગ્રહ તથા પ્રાણનો જય કરનારાથી પણ વશ કરાયો નથી; તેને વશ કરવા જે પુરુષો **શ્રીસ**દ્ગુરુના ચરણકમળનો આશ્રય લીધાવિના પોતાની મેળે પ્રયત્ન કરે છે તે અનેક દુઃખોથી વ્યાકુલ થઇ આ ભવસાગરમાંજ પડ્યો રહે છે. જેમ કોઈ મોટો વ્યાપારી વહાણ ચલાવવામાં કુશળ નાવિક( ખલાસી )નો આશ્રય લીધાવિના પોતાની મેળે વહાણ ચલાવી સમુદ્રપાર પામવા જાય તે સમુદ્રમાંજ પડ્યો રહે છે તેમ.

જે જે માણસોપાસેથી કાંઇ પણ વિદ્યાકળા કે ગુણનું શિક્ષણ લેવામાં આવે તે તે સર્વને સુજ્ઞ પુરુષો ગુરુ માની તેમના ઉપર થોડા ઘણા અંશે પૂજ્યભાવ રાખે છે, પણ જે જીવન્મુક્ત મહાપુરુષપાસેથી બ્રહ્મવિદ્યાનો બોધ લેવામાં આવે છે, કિંવા સ્વાત્મકલ્યાણનાં સાધનો સંપાદન કરાય છે, એવા અકારણકૃપાના સાગર પ્રત્યક્ષ **શ્રીઈ**શ્વરરૂપ મહાત્માઓવિષે તો સહૃદય આર્યો ગુરુ નહિ, પણ **શ્રીસ**દ્ગુરુભાવ સ્થાપી તન મન અને ધનથી તેમની સેવા કરતાં નિરંતરના આભારી થઇને રહે છે.

એવા **શ્રીસ**દ્ગુરુપદને યોગ્ય મહાપુરુષ કોઇને શોધ્યા જડતા નથી, કારણકે વિશ્વનિયંતા **શ્રીપ**રમેશ્વરનો જે જીવઉપર અનુગ્રહ થયો હોય તેનેજ **શ્રીસ**દ્ગુરુનો લાભ થાય છે.

" यावन्नानुग्रहः साक्षाज्जायते परमेश्वरात् ।
तावन्न सद्गुरुं कश्चित्सच्छास्त्रं वापि नो लभेत् ॥"

**ભાવાર્થ:**—કોઈ પણ માણસપર જ્યાંસુધી સાક્ષાત્ **શ્રીપર**મેશ્વરનો અનુગ્રહ થતો નથી ત્યાંસુધી તેને **સતશાસ્ત્ર**ની કે **શ્રીસ**દ્‍ગુરુની પ્રાપ્તિ થતી નથી.

શિષ્યનાં સંકટ ભાંગનારા **શ્રીસ**દ્‍ગુરુ જગતમાં બહુ વિરલ હોય છે. **શ્રીસ**દ્‍ગુરુ એ નામ સર્વને માટે નથી. કોને **શ્રીસ**દ્‍ગુરુ કહેવાય ? એવિષે **શ્રી**ગુરુગીતામાં કહ્યું છે કે:—

" करुणाखड्गपातेन छित्त्वा पाशाष्टकं शिशोः ।
सम्यगानंदजनकः सद्गुरुः सोऽभिधीयते ॥"

**ભાવાર્થ:**—કરુણારૂપી ખડ્ગપાતવડે શિષ્યના આઠ પાશો (પશુભાવરૂપ બંધનો) કાપી, સ્વરૂપાનંદ પ્રકટાવે છે તે **સ**દ્‍ગુરુ કહેવાય છે.

આવા મહાપુરુષોની પ્રશંસા કરવામાટે કોઇ સુંદર શબ્દો, ઉપમાઓ કે દૃષ્ટાંતોજ મળતાં નથી કે જેવડે તેઓશ્રીની સ્તુતિ કરી આપણું હૃદય શીતળ કરીએ.

એવિષે **શ્રી**આચાર્યભગવાને પણ સ્વકૃત શતશ્લોકીમાં નીચે પ્રમાણે કહ્યું છે:—

" दृष्टांतो नैव दृष्टस्त्रिभुवनजठरे सद्गुरोर्ज्ञानदातुः,
स्पर्शश्चेत्तत्र कल्प्यः स नयति यदहो स्वर्णतामश्मसारम् ।
न स्पर्शत्वं तथापि श्रितचरणयुगे सद्गुरुः स्वीयशिष्ये,
स्वीयं साम्यं विधत्ते भवति निरुपमस्तेन वाऽलौकिकोऽपि॥"

**ભાવાર્થ**—જ્ઞાનોપદેશ કરનાર **શ્રીસદ્‌ગુરુ**ના નામને ઉપમિત કરાય એવું દૃષ્ટાંત શોધતાં ત્રણે લોકમાં જડતું નથીજ. કદાપિ **સ્પર્શ**મણિની ( પારસમણિની ) ઉપમા આપીએ તો તે પણ ઘટતી નથી, કારણકે **સ્પર્શ**મણિ લોઢાને સુવર્ણ કરી શકે છે, પણ પોતારૂપ–મણિરૂપ–કરતો નથી, ને **શ્રીસદ્‌ગુરુ** તો પોતાના ચરણયુગલનો આશ્રય લેનારને પોતાનું સામ્ય પમાડી શકે છે, (પોતાના સમાન કરી શકે છે,) માટે **સ્પર્શ**મણિની ઉપમા યોગ્ય ન હોવાથી **શ્રીસદ્‌ગુરુ** નિરુપમ અથવા અલૌકિક કહેવાય છે.

સૂર્ય સ્વપ્રકાશદ્વારા બહારનો અંધકાર નિવારી શકે છે, પણ હૃદયના અજ્ઞાનરૂપ અંધકારનું નિવારણ કરવા અશક્ત છે, ને **શ્રીસદ્‌ગુરુ** શિષ્યના હૃદયના અંધકાર બોધરૂપ સૂર્યનો પ્રકાશ કરી દૂર કરી શકે છે. ચંદ્ર બહારથી શીતળતા આપે છે, પણ ત્રિવિધ તાપથી તપેલા મનુષ્યોના હૃદયમાં શીતળતા પમાડવા અશક્ત છે, ને **શ્રીસદ્‌ગુરુ** સદુપદેશરૂપી સુધાનું સિંચન કરી સ્વભક્તના સર્વ માનસસંતાપોનું નિવારણ કરવા સમર્થ છે. ગંગાજી આદિ તીર્થો વિધિવત સ્નાનાદિથી શ્રદ્ધાળુ મનુષ્યોનાં પાપો મટાડી શકે છે, પણ પાપના કારણરૂપ ભેદદર્શનથી, અજ્ઞાનથી તથા અંતરના દોષોથી મુક્ત કરી શકતા નથી, અને **શ્રીસદ્‌ગુરુ** પોતાના ચરણસ્પર્શ તથા દર્શનથી ભક્તજનોનાં પાપો, તથા સદુપદેશદ્વારા અજ્ઞાન, ભેદદર્શન ને આંતરીય દોષોનું પણ નિવારણ કરી શકે છે. કલ્પવૃક્ષ પોતાની છાયાનો આશ્રય કરનારની શુભ અને અશુભ બન્ને પ્રકારની ઇચ્છાઓ પૂર્ણ કરે છે. કલ્પવૃક્ષ પોતાનો તરુસ્વભાવ–જડસ્વભાવ–હોવાથી અર્થાત્ આશ્રિતનું હિતઅહિત સમજવાનું જ્ઞાન પોતાનામાં ન હોવાથી મનુષ્યની ઇચ્છાનુરૂપ ફળ આપે છે. તેની નીચે બેસી કોઇ સારો સંકલ્પ કરે તો તેને તે સારું ફળ આપે છે, ને

નિષિદ્ધ સંકલ્પ કરે તો તેને નઠારું ફળ પણ તુરત દેખાડે છે. જેમ કે કોઇ વિકળ માણસ કલ્પવૃક્ષની છાયાતળે બેસીને સંકલ્પ કરે કે મને વૃશ્ચિક કે સર્પનો દંશ થાઓ, અથવા મારા ઉપર ખડ્ગાદિ શસ્ત્રોના પ્રહાર થાઓ, તો એવા સંકલ્પસાથેજ તેની સિદ્ધિ ત્યાં તુરતજ થાય છે, ને શ્રીસદ્‌ગુરુની પાસે તો શિષ્યના જે હિતકર સંકલ્પો હોય તેજ સિદ્ધ થાય, ને અહિતકર સંકલ્પો સિદ્ધ ન થાય; માટે સૂર્ય, ચંદ્ર, ગંગા આદિ તીર્થ અને કલ્પવૃક્ષનાં ઉદાહરણોથી પણ શ્રીસદ્‌ગુરુના નામને ઉપમિત કરી શકાતું નથી. શ્રીસદ્‌ગુરુને માતાપિતાતુલ્ય કહીએ તો તે પણ બને નહિ, કારણ માતાપિતા જન્મ આપી પુત્રને આ સંસારના ખાડામાં નાંખે છે, ને તે જેમ માયાજાળમાં વધારે ગુંચાય એવા ઉપાયોની યોજના કરે છે, ને કદાચ તેને મૃત્યુ પ્રાપ્ત થાય તો કેવળ નિરુપાય થઇ બેસી રહે છે, અને શ્રીસદ્‌ગુરુ પોતાને શરણે થયેલા શિષ્યને જન્મમરણના અસહ્ય સંકટથી મુક્ત કરે છે. તથા તેનાં માયા-જાળનાં બંધનો કૃપાખડ્ગદ્વારા કાપી, પરમસુખી કરે છે. પ્રાચીનકાળ-ના ઇતિહાસોથી એવાં પણ ઉદાહરણો મળે છે કે ઘણા ઘણા યોગી મહાત્માઓએ શ્રીસદ્‌ગુરુની કૃપાથી જગદ્‌ભક્ષક કાળનો પણ વિજય કરેલો છે; જેવા કે કાકભુશુંડ, માર્કંડેય, અગસ્ત્ય અને કશ્યપાદિ સપ્ત ચિરંજીવીઓ આદિ. શ્રીસદ્‌ગુરુને શ્રીપરમેશ્વરતુલ્ય કહીએ તોપણ શ્રીપરમે-શ્વરકરતાં શ્રીસદ્‌ગુરુનો ઉપકાર શિષ્યપર વધારે છે, કારણકે શ્રીપરમે-શ્વર કોઇને પણ સાક્ષાત્ આવીને બોધ કરતા નથી; પરોક્ષ (શ્રુતિદ્વારા) બોધ કરે છે, ને શ્રીસદ્‌ગુરુ પોતાના શિષ્યને પ્રત્યક્ષ શ્રીમુખેજ બોધ કરી, શાસ્ત્રોકરતાં પણ બોધનો રંગ વિશેષ લગાડે છે. શ્રીપરમેશ્વર અમુકજાતિનો જન્મ આપી મોક્ષસાધનોની યોજના કરી આપે છે, પણ તે સાધનોનો ઉપયોગ કેમ કરવો તે તે પ્રભુ પ્રત્યક્ષ આવીને બતાવતા

નથી, ને **શ્રીસ**દ્દ્ગુરુ તેમ કરી શકે છે, માટે **શ્રીસ**દ્દ્ગુરુને ઈશ્વરસમાન કહીએ તોપણ **શ્રીસ**દ્દ્ગુરુમાં ગૌરવ અને શિષ્યપર ઉપકાર વધે છે, પણ **શ્રીપર**મેશ્વરકરતાં વિશેષ ઉંચી ઉપમા ન હોવાથી વધારેમાં વધારે ઉપમા દેતાં **શ્રીપ** મેશ્વરરૂપ કહીને સંતોષ માનવો પડે છે.

ઉક્ત કારણોથી **શ્રીસ**દ્દ્ગુરુનું પૂજન અને સ્મરણધ્યાન **શ્રીપર**-માત્મા, **શ્રીપ્ર**ભુ, **શ્રીઈ**શ્વર, **શ્રીમ**હેશ્વર તથા **શ્રીભ**ગવાન્ ઇત્યાદિ ઈશ્વરવાચક નામોથી કરવામાં આવે છે.

વૈવાહિક કાર્યમાં વરકન્યાનું પૂજન **શ્રીવિ**ષ્ણુ અને **શ્રીલ**ક્ષ્મીની ભાવનાથી થાય છે. વ્રતોદ્યાપનાદિ કાર્યમાં બ્રાહ્મણોનાં જોડાંઓનું ( સ્ત્રીપુરુષોનું ) પૂજન **શ્રીલ**ક્ષ્મીનારાયણ, **શ્રીરા**ધાકૃષ્ણ અથવા **શ્રીઉ**મામહેશ્વરની ભાવના કરી તે તે દેવદેવીઓનાં તે જોડાંને સાક્ષાત્ પ્રતિનિધિ માની તે તે દેવદેવીનાં અર્થવાચક નામ, મંત્ર અને સ્તુતિ ભણી કરવામાં આવે છે; તથા યજ્ઞદાનાદિ પ્રસંગે બ્રાહ્મણોનું પૂજન **શ્રીવિ**ષ્ણુ કે **શ્રીસ**દાશિવરૂપ માની તે દેવના અર્થવાચક મંત્રો ભણી કરવામાં આવે છે, તથા દાનો દેવામાં આવે છે. તેમાં કોઇને શંકા ઉપજતી નથી; ને **શ્રીસ**દ્દ્ગુરુ કે જેમનું સેવન **શ્રીઈ**શ્વરનાં લીલા-વિગ્રહસ્વરૂપોએ પણ કર્યું છે, જેમકે **શ્રીરા**મચંદ્રજીએ પોતાના સદ્દ્ગુરુ **શ્રીવ**સિષ્ઠમુનિની તથા **શ્રીકૃ**ષ્ણભગવાને પણ ઉજ્જયિનીમાં પોતાના ગુરુ **સાં**દીપનિની અસાધારણ સેવા કરી છે, અને **શ્રીશુ**ક-દેવજીજેવા મહાત્માઓએ, અને **જ**નક ને **પ**રિક્ષિત્ આદિ રાજર્ષિઓ-એ, દેવર્ષિઓએ અને બ્રહ્મર્ષિઓએ તથા **શ્રીપ**તંજલિ અને **શ્રીશં**કરા-ચાર્ય આદિ આચાર્યોએ પણ **શ્રીસ**દ્દ્ગુરુનું સેવન કર્યું છે. આવા અલૌકિક મહત્ત્વયુક્ત **શ્રીસ**દ્દ્ગુરુવિષે **શ્રીપર**માત્મભાવના કરવી એમાં કેવળ નાસ્તિક વા અજ્ઞાનીવિના બીજા કોઇને શંકા ઉપજતીજ નથી.

**શ્રીસ**દ્ગુરુવિષે **શ્રી**ઈશ્વરના જેવોજ પ્રેમ રાખી સેવા કરવાથી શિષ્યને અભીષ્ટ અર્થની સિદ્ધિ થાય છે. **શ્રીશ્વે**તાશ્વતરોપનિષત્‌ની નીચેની શ્રુતિ એજ ભાવનું સમર્થન કરે છેઃ—

**"यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ ।**
**तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥"**

**ભાવાર્થઃ**—જે પુરુષની **શ્રી**ઈશ્વરવિષે જેવી અત્યંત અનન્યભક્તિ વા પરમપ્રેમ છે તેવીજ અનન્યભક્તિ વા પરમપ્રેમ પોતાના **શ્રીસ**દ્ગુરુવિષે હોય તોજ તે મહાત્માના હૃદયમાં આ ઉપદેશ કરેલા મહાવાક્યના અર્થોનો કિંવા બ્રહ્મવિદ્યાનો પ્રકાશ થાય છે, અર્થાત્ શાસ્ત્રના શ્રવણ કરેલા વિષયનું યથાર્થ ગ્રહણધારણ થઇ તે ફલરૂપ થાય છે.

**શ્રી**કૃષ્ણપરમાત્માએ પણ **શ્રી**દામાજીપ્રત્યે **શ્રીસ**દ્ગુરુની સેવાશુશ્રૂષાથીજ પોતાની પ્રસન્નતા જણાવી છેઃ—

**"नाहमिज्याप्रजातिभ्यां तपसोपशमेन च ।**
**तुष्येयं सर्वभूतात्मा गुरुशुश्रूषया यथा ॥" ॥श्रीमद्भागवत ॥**

**ભાવાર્થઃ**—સર્વ પ્રાણિપદાર્થના આત્મરૂપ હું જ્ઞાનોપદેશ કરનાર **શ્રીસ**દ્ગુરુની સેવાથી જેવો સંતુષ્ટ થાઉં તેવો યજ્ઞ, બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ કે સંન્યાસીના ધર્મોનું સેવન કરવાથી પણ થતો નથી.

જે પ્રમાણમાં **શ્રીસ**દ્ગુરુવિષે ભક્તિ તે પ્રમાણમાં શાસ્ત્રાદિવિષે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, ને જે પ્રમાણમાં શાસ્ત્રાદિમાં શ્રદ્ધા તે પ્રમાણમાંજ ઉપદિષ્ટ બોધની તેના અંતઃકરણમાં સ્થિતિ થાય છે. એવી રીતે **શ્રીસ**દ્ગુરુની ભક્તિવડે ઉપજેલી શ્રદ્ધાના પ્રમાણમાંજ સર્વ સાધન-

સિદ્ધિનું ફળ છે. **શ્રીસદ્ગુરુ**ના સમીપમાં કરવામાં આવતું તેઓશ્રીના લૌકિક દિવ્યતનુનું ને અસમીપમાં તેઓશ્રીની પ્રતિમાનું સમર્ચન કરવાથી તે સ્વરૂપની પૂજકના હૃદયમાં સ્થિતિ થાય છે, અર્થાત્ સાધકની અતિચંચળ ચિત્તવૃત્તિ તે સ્વરૂપના આકારને સુલભરીતે ધારી શકે છે, જેથી તે પોતાના હૃદયમાં પ્રતીત થતા **શ્રીસદ્ગુરુ**ના દિવ્યસ્વરૂપની માનસોપચાર-વડે માનસી પૂજા સુલભરીતે કરી શકે છે. ગુરુભક્ત જનોએ તો પોતાના પરમઇષ્ટરૂપ **શ્રીસદ્ગુરુ**નું પૂજન સર્વ લૌકિક કર્મના આરંભમાં, ધર્મકાર્યમાં, ઉપનયનવિવાહાદિ માંગલિક કાર્યમાં, વિગ્રહાદિમાં, અદ્ભુત ભૂકંપાદિ મહોત્પાતના દેખાવમાં કિંવા ભયના દર્શનમાં, અચિંતિત આવી પડેલી આપત્તિના પ્રસંગમાં, યજ્ઞાદિ દેવકાર્યમાં, ગ્રહશાંતિ કે ગૃહપ્રવેશાદિ કર્મમાં, શ્રાદ્ધાદિ પિતૃકર્મમાં, **શ્રીસદ્ગુરુ**શ્રીના જયંતીમહોત્સવમાં, પોતાની વર્ષગાંઠના દિવસે, કાર્તિકી ને આષાઢી પૂર્ણિમાઓએ, વર્ષારંભે, શ્રાવણીપ્રયોગાંતે, કોઇ નૂતન કાર્યના આરંભસમયે, ધ્યાનધારણાદિ યોગાભ્યાસના આરંભે, અને શાસ્ત્રના કે અન્ય વ્યાખ્યાનના આરંભે, દેશ કાલ તથા સંપત્તિની અનુકૂલતાપ્રમાણે બાહ્યોપચારવડે પૂજન કિંવા માનસ પૂજન કરવું, કે જેથી તે સર્વ કાર્યની નિર્વિઘ્ન સિદ્ધિ થાય છે, ને ચિત્તની યોગ્યતા વધે છે. **શ્રીસદ્ગુરુ**પૂજન સર્વને અભીષ્ટ ફળદાતા હોવાથી વ્યવહારપરમાર્થમાં વિશેષ ઉપયોગી છે, અને ઉપયોગી મનાયેલા કાર્યમાં સાધનની તો મુખ્યત્વેજ અગત્ય હોય છે. તેટલાસારૂજ આ **શ્રીસદ્ગુરુ**પૂજનપદ્ધતિ લખાઈ છે. **શ્રીસદ્ગુરુ**નું પૂજન જેઓ **શ્રીસદ્ગુરુ**વિષે શ્રદ્ધાભક્તિશૂન્ય હોય છે, તથા **શ્રીસદ્ગુરુ**શ્રીના મહત્ત્વનું જેમને જ્ઞાન નથી તેવાઓપાસે કરાવવાથી, સાક્ષાત્ **શ્રી**-મહેશ્વરરૂપ **શ્રીસદ્ગુરુ**ના પ્રતિ પૂજકને જે વિનય, સ્વચ્છતા અને

પવિત્રતા જાળવવાં જોઇએ તે જળવાતાં નથી, જેથી અપરાધમાં આવી જવાય છે, માટે આ પદ્ધતિમાં તે સર્વઉપર ધ્યાન આપી અગત્યના વૈદિકપૌરાણિક મંત્રોથી આ પદ્ધતિ લખાઇ છે. તેમાં સંકલ્પ, કલશ અને પ્રધાનપૂજનમાં અગત્યના ઉપચારના મંત્રો લીધા છે. ઘણા સુજ્ઞોનું એમ કહેવું થાય છે કે સંકલ્પ, કલશપૂજન અને મુખ્યપૂજનમાં બીજી વૈદિકપદ્ધતિઓઅનુસાર વિસ્તાર હોવો જોઇએ, તથા પ્રત્યેક વૈદિક-મંત્રો જૂના સંપ્રદાયપ્રમાણે સ્વરસહિતજ પદ્ધતિમાં રાખવા જોઇએ, એ વાત સાધારણપક્ષે યથાર્થ છે, પણ **શ્રીસ**દ્‌ગુરુશ્રીના ભક્તોને આ બાહ્યપૂજનકરતાં અંતરપૂજનઉપર વિશેષ ધ્યાન આપવાનું હોય છે. વળી પૂજન કર્યાપછી અન્ય અગત્યના અભ્યાસાદિમાં વિશેષ સમય લેવાનો હોવાથી આ પૂજનમાં સમય થોડો લેવાનો હોય છે, અને પૂર્ણિમાઓજેવા પ્રસંગમાં પૂજનમાં વધુ કાળક્ષેપ થતાં પાછળના વ્યાખ્યાન-શ્રવણજેવા અમોઘ લાભમાં ન્યૂનતા રહેવાનો સંભવ આવે છે, તથા મંત્રોના સ્વરો જે સ્થળે સ્વરયુક્ત સંહિતાપાઠી પૂજન કરાવનારા બ્રાહ્મણો ન હોય ત્યાં તે સ્વરો નિરુપયોગી થાય છે, તેમજ જૂના સંપ્રદાય-ને અનુસરી મંત્રો લખાતાં સામાન્ય સંસ્કૃતના બોધવાળાને પણ વેદમંત્રના શુદ્ધ ઉચ્ચાર કરવા કઠિન પડે છે, માટે ત્યાં બોબડી બે ચૂકે એમ થાય છે, તેથી ફક્ત વેદમંત્રોનો ચાલુ સંસ્કૃતવ્યાકરણનો નિયમ જળવાતાં સહજ સરળતાથી શુદ્ધ ઉચ્ચાર થઈ શકે તેવી રીતે તે લખાયા છે. વળી સંધ્યાવંદનના માર્જન, અંબુપ્રાશન, અઘમર્ષણ, અર્ઘ્ય-પ્રદાન, ઉપસ્થાન અને ગાયત્રીજપ આદિ પ્રયોગોમાં સ્વર લેવાતા નથી. સાયંપ્રાતર્હોમમાં, દેવપૂજનમાં, નિત્યતર્પણમાં, શ્રાદ્ધાદિમાં, વૈશ્વદેવમાં તેમજ દેવ કે પિતૃક્રિયામાં પણ વેદમંત્રો માત્ર મુખથીજ ભણાય છે, પણ સ્વર લેવામાં આવતા નથી. એનું કારણ એ છે કે દેવપૂજનાદિ

પ્રયોગોમાં સ્વર લેવાનો સૂત્રકારનો કે સ્મૃતિકારનો આગ્રહ જોવામા આવતો નથી. યાજ્ઞવલ્ક્યશિક્ષામાં પણ પ્રયોગમાં મધ્યમ આવૃત્તિ લેવાનું કહ્યું છે, પણ સ્વરસહિત મંત્રો પ્રયોગમાં ભણવા એવું કથન નથી, માટે આ સ્થળે કોઈ પણ પૂજકે સ્વરમાટે અસંતોષ માનવો જોઈએ નહિ. જેમને નિત્યદેવપૂજનમાં શ્રીસદ્‌ગુરુપૂજન કરવાની શ્રદ્ધા હોય તેમણે આ પદ્ધતિપ્રમાણે કરવું, ને કદાચ આ પદ્ધતિપ્રમાણે કરવાની અનુકૂળતા ન હોય તેમણે આ પદ્ધતિની સમાપ્તિપછી સંક્ષેપ પૂજનનો પ્રકાર બતાવ્યો છે તે પ્રમાણે પંચોપચારવડે સંક્ષેપમા પૂજન કરવું. ઉપવીતવિનાના પુરુષોએ તથા સ્ત્રીઓએ તેમા બતાવેલા મૂળમંત્રવડે સંક્ષેપમાં પંચોપચાર પૂજન કરવું.

## વેદાંતસંપ્રદાયના આચાર્યોને પ્રણામ

**नारायणं पद्मभवं वसिष्ठं शक्तिं च तत्पुत्रपराशरं च ।**
**व्यासं शुकं गौडपादं महान्तं गोविन्दयोगीन्द्रमथास्य शिष्यम् ॥१॥**
**श्रीशंकराचार्यमथास्य पद्मपादं च हस्तामलकं च शिष्यम् ।**
**तं तोटकं वार्तिककारमन्यानस्मद्गुरून् सततमानतोस्मि ॥ २ ॥**

**શબ્દાર્થ:**—શ્રીનારાયણ, શ્રીબ્રહ્મા, શ્રીવસિષ્ઠ, શ્રીશક્તિ અને તેમના પુત્ર શ્રીપરાશરઋષિ, શ્રીવ્યાસજી, શ્રીશુકદેવજી, મહાત્મા શ્રીગૌડપાદ, શ્રીગોવિન્દયોગીન્દ્ર અને તેમના શિષ્ય ૧

શ્રીશંકરાચાર્યજી અને તેઓશ્રીના શિષ્ય—શ્રીપદ્મપાદાચાર્ય, શ્રીહસ્તામલકાચાર્ય, શ્રીતોટકાચાર્ય, વાર્તિકકાર શ્રીસુરેશ્વરાચાર્ય અને અન્ય અમારા પૂજ્યગુરુઓને હું નિરંતર નમસ્કાર કરું છું. ૨




॥ श्रीप्रणवस्वरूपाय श्रीसद्गुरवे नमः ॥

# ॥ श्रीसद्गुरुपूजनपद्धति ॥

પ્રાતઃકાલનાં સ્નાન સંધ્યાવંદનાદિ કર્મોથી પરવારી અત્યંત ઉત્સાહ-પૂર્વક **શ્રીસદ્‌ગુરુ**ના પૂજનમાટે પ્રથમ નીચે પ્રમાણે સામગ્રી તૈયાર કરવીઃ—

પૂજન કરવાના સ્થળને ગોમય, મૃત્તિકા અને જલથી શુદ્ધ કરી, રંગવલ્લિ આદિથી સુશોભિત કરી, મંડપમધ્યે **શ્રીસદ્‌ગુરુ**મહારાજને બિરાજવાના પૂર્વાભિમુખ વા ઉત્તરાભિમુખ વા દક્ષિણાભિમુખ સુશોભિત આસનને પુષ્પાદિથી શણગારવું. તે પછી શુદ્ધ જલથી ભરેલું મોટું જલપાત્ર, એક તાંબા કિંવા રૂપાનો કળશ, બે પંચપાત્ર, બે આચમની, બે તરભાણી, ચરણકમલના પ્રક્ષાલનમાટે રૂપાનું કિંવા તાંબાનું એક મોટું પાત્ર તથા અભિષેકીઉં એ પાત્રો, અને ઘસેલું કેસરાદિયુક્ત ચંદન, અક્ષત, પુષ્પના હાર, છૂટાં પુષ્પો, વસ્ત્રઉપવસ્ત્ર, ઉપવીત, દૂધ, દહીં, ઘી, મધ, શર્કરાદિ નૈવેદ્ય, ફલમૂલાદિક, દક્ષિણા, સોપારી, પાન, ધૂપ, દીપ, કર્પૂર અને બીજી પણ જે જે ઉપયોગી સામગ્રી હોય તે સર્વ આગળથી તૈયાર કરી યથાયોગ્યરીતે પાસે રાખી પૂજન કરવા તત્પર થવું.

પછી જો **શ્રીસદ્‌ગુરુ** અન્ય સ્થળે બિરાજ્યા હોય તો શિષ્યે ત્યાં જઇ

"હે પ્રભો! પૂજનનો સમય થયો છે" એવી નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કરવી, અને તેઓશ્રી જ્યારે મંડપમાં પધારે ત્યારે બીજા શિષ્યોએ અભ્યુત્થાન કરી મંડપમધ્યેના આસનપર બિરાજવાની તેઓશ્રીને પ્રાર્થના કરવી, ને તેઓશ્રી આસનપર બિરાજે ત્યારે સ્થાનની અનુકૂલતા હોય તો સાષ્ટાંગ-દંડવત્પ્રણામ નહિ તો પંચાંગપ્રણામ કરી, પવિત્ર આસનપર **શ્રીસદ્‌ગુરુ**-સંમુખ બેસી, આચમનપ્રાણાયામ કર્યાપછી સ્વસ્થમને શાંતિથી નીચે પ્રમાણે મંગલોચ્ચારણ કરવું:—

**हरिः ॐ ॥ वाङ्मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविरावीर्म एधि । वेदस्य म आणिस्थः श्रुतं मे मा प्रहासीरनेनाधीतेनाहोरात्रान्संदधाम्यृतं वदिष्यामि । सत्यं वदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु । अवतु माम् । अवतु वक्तारम् । अवतु वक्तारम् ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

**ॐ सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

**ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते । पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

**ॐ शं नो मित्रः शं वरुणः । शं नो भवत्वर्यमा । शं न इन्द्रो बृहस्पतिः । शं नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि ।**

ऋतं वदिष्यामि । सत्यं वदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु । अवतु माम् । अवतु वक्तारम्॥ॐ शान्तिः शान्तिः शान्तिः॥

ॐ आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि । सर्वं ब्रह्मोपनिषदं माहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरंगैस्तुष्टुवांसस्तनूभिर्व्यशेम देवहितं यदायुः॥ ॐ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः । स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

પછી બે હાથ જોડી રાખી નીચે પ્રમાણે નમસ્કારાદિનું ઉચ્ચારણ કરવું:—

ॐ श्रीमन्महागणाधिपतये नमः । ॐ इष्टदेवताभ्यो नमः । ॐ सर्वेभ्यो देवेभ्यो नमः । ॐ सर्वेभ्यो ब्राह्मणेभ्यो नमो नमः । निर्विघ्नमस्तु ॥

પછી જમણા હાથમાં વા આચમનીમાં જલ લઈ નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

हरिः ॐ ॥ अद्य श्रीब्रह्मणो द्वितीये परार्धे श्रीश्वेतवाराह-कल्पे वैवस्वतमन्वन्तरे अष्टाविंशतितमे कलियुगे कलिप्रथम-चरणे भारतखण्डे जम्बुद्वीपे आर्यावर्तान्तर्गते सौराष्ट्रदेशे[1] द्वारिकाविष्णुक्षेत्रे श्रीगोमत्याः पूर्वदिग्भागे श्रीमन्नृपशालि-वाहनशाके बुद्धावतारे अस्मिन्वर्तमाने अमुकसंवत्सरे अमुक-अयने अमुकऋतौ अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अमुकनक्षत्रे अमुकयोगे अमुककरणे अमुकराशिस्थिते चन्द्रे अमुकराशिस्थिते श्रीसूर्ये अमुकराशिस्थिते देवगुरौ शेषेषु ग्रहेषु यथा यथा राशिस्थानस्थितेषु सत्सु एवंगुणविशेषेण विशिष्टायां शुभपुण्यतिथौ मम त्रिविधदुःखानामात्यन्तिकनिवृत्तिपूर्वक-मखण्डानन्दस्वरूपसाक्षात्काररूपकैवल्यसुखसम्पादनार्थं यथा-मिलितोपचारैः श्रीसद्गुरोः पूजनमहं करिष्ये ॥

એ પ્રમાણે બોલી હાથમાંનું વા આચમનીમાંનું જલ નીચે મૂકવું.

પશ્ચાત્ રૂપાનો કિંવા તાંબાનો કાણો કે ભાંગેલો ન હોય તેવો શુદ્ધજલથી ભરેલો સુશોભિત કલશ, નીચે અક્ષતની ઢગલી કરી, તે ઉપર સ્થાપી, તેમાં નીચેના મંત્રોથી દેવતાઓનું આવાહન કરવું:—

ॐ कलशस्य मुखे विष्णुः कण्ठे रुद्रः समाश्रितः । मूले तत्र स्थितो ब्रह्मा मध्ये मातृगणाः स्मृताः ॥ १ ॥ कुक्षौ तु

---

१ ગુર્જરદેશનિવાસીઓએ પોતાના સ્થાનમાં **गुर्जरदेशे** એવો ઉચ્ચાર કરવો.

**सागराः सर्वे सप्तद्वीपा वसुन्धरा। ऋग्वेदोऽथ यजुर्वेदः सामवेदो ह्यथर्वणः ॥ २ ॥ अङ्गैश्च सहिताः सर्वे कलशं तु समाश्रिताः। आयान्तु गुरुपूजार्थं दुरितक्षयकारकाः ॥ ३ ॥**

તદનંતર **ॐ भूर्भुवः स्वः कलशस्थवरुणाय नमः। सर्वोपचारार्थे गन्धाक्षतपुष्पाणि समर्पयामि॥** એ મંત્ર ભણી, કલશમાં આવાહિત **શ્રીવ**રુણાદિ દેવોને નમસ્કાર કરી, ચંદન, અક્ષત ને પુષ્પોવડે તેમનું પૂજન કરવું.

પછી તે કલશના જલથી **ॐ आपो हि ष्ठा०** એ મંત્ર ભણી પૂજનસાહિત્યને તથા પોતાના શરીરને પ્રોક્ષણ કરવું.

પુર્વે દીપક પ્રકટી રાખ્યો ન હોય તો હવે પ્રકટી તેને ચંદન, અક્ષત ને પુષ્પ અર્પણ કરી નમસ્કાર કરવો.

તે પછી બંને હાથના ખોબામાં પુષ્પો રાખી, નીચેના મંત્રો ભણી, **શ્રીસ**દ્દગુરુદેવના આનંદમય દિવ્યસ્વરૂપને પૂર્ણપ્રેમથી વિશુદ્ધદૃષ્ટિવડે નિરખવું:—

**ॐ सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्। स भूमिं सर्वतः स्पृत्वाऽत्यतिष्ठद्दशाङ्गुलम्॥ ॐ ज्ञानरूपाय विद्महे गुरुदेवाय धीमहि। तन्नो गुरुः प्रचोदयात्॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः। ध्यानं समर्पयामि॥**

એ પ્રમાણે મંત્રો ભણી, પછી તે પુષ્પો **શ્રીસ**દ્દગુરુના ચરણકમલમાં અથવા પાદુકાઓઉપર અર્પણ કરવાં. તે પછી નીચેના મંત્રથી તેમના વાસ્તવિક સ્વરૂપની ભાવના કરવારૂપ **આ**વાહન કરવું:—

ॐ नमः शम्भवाय च मयोभवाय च नमः शङ्कराय च मयस्कराय च नमः शिवाय च शिवतराय च ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । आवाहनं समर्पयामि ॥

પછી નીચેના મંત્રોથી જે આસનપર તેઓશ્રી બિરાજ્યા હોય તે આસન તેઓશ્રીને અર્પણ કર્યાની ભાવના કરવીઃ—

ॐ पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भाव्यम् । उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥ ॐ रम्यं सुशोभनं दिव्यं सर्वसौख्यकरं शुभम् । आसनं च मया दत्तं गृहाण परमेश्वर ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । आसनं समर्पयामि ॥

તે પછી નીચેના મંત્રો ભણી ચરણકમલપ્રક્ષાલનાર્થે પાદ્ય અર્પણ કરવું. એક સુંદર રૂપાના કિંવા તાંબાના શુદ્ધ પાત્રમાં **શ્રીસ**દ્દગુરુમહારાજનાં સર્વતીર્થના તત્ત્વરૂપ ચરણકમલનું પવિત્ર જલવડે પ્રક્ષાલન કરવુંઃ—

ॐ एतावानस्य महिमाऽतो ज्यायांश्च पूरुषः । पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥ उष्णोदकं निर्मलं च सर्वसौगन्ध्यसंयुतम् । पादप्रक्षालनार्थाय दत्तं ते प्रतिगृह्यताम् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । पाद्यं समर्पयामि ॥

પછી નીચેના મંત્રો ભણી અર્ઘીઆમાં જળ, ચંદન, અક્ષત ને પુષ્પ લઈ અર્ઘ્ય અર્પણ કરવોઃ—

ॐ त्रिपादूर्ध्व उदैत्पुरुषः पादोऽस्येहाभवत्पुनः । ततो विष्वङ् व्यक्रामत्साशनानशने अभि ॥ अर्घ्यं गृहाण देवेश गन्ध-

पुष्पाक्षतैः सह। करुणाकर मे देव गृहाणार्घ्यं नमोऽस्तु ते॥ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः। अर्घ्यं समर्पयामि॥

પછી નીચેના મંત્રો ભણી આચમનમાટે જળ અર્પણ કરવું:-

ॐ ततो विराडजायत विराजो अधि पूरुषः। स जातो अत्यरिच्यत पश्चाद्भूमिमथो पुरः॥ सर्वतीर्थसमायुक्तं सुगन्धिनिर्मलं जलम्। आचम्यतां मया दत्तं गृहीत्वा परमेश्वर॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः। आचमनीयं समर्पयामि॥

પછી નીચેના મંત્રથી શુદ્ધ જળથી શ્રીસદ્‌ગુરુનાં ચરણકમલને સ્નાન કરાવવું:—

ॐ तस्माद्यज्ञात्सर्वहुतः संभृतं पृषदाज्यम्। पशूँस्ताँश्चक्रे वायव्यानारण्या ग्राम्याश्च ये॥ गङ्गासरस्वतीरेवापयोष्णीनर्मदाजलैः। स्नापितोऽसि मया देव तथा शान्तिं कुरुष्व मे॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः। स्नानं समर्पयामि॥

તે પછી નીચે પ્રમાણે બોલી તે ચરણકમલને પંચામૃતસ્નાન કરાવવું. જો છબીનું પૂજન થતું હોય તો પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન અને પંચામૃત એક પાત્રમાંજ ભાવપૂર્વક અર્પણ કરવાં. પાદુકાઓનું પૂજન થતું હોય તો તે એક પહોળા રૂપાના કિંવા તાંબાના પાત્રમાં પધરાવી, તે ઉપર પાદ્ય, અર્ઘ્ય, આચમન અને સ્નાનાર્થે જલ અર્પણ કરવું, ને પંચામૃતનાં દ્રવ્યો એક જૂદા પાત્રમાં પાદુકાઓ પધરાવી તે ઉપર અર્પણ કરવાં. તેમાં પ્રથમ નીચેના મંત્રો ભણી શુદ્ધજલથી ચરણસ્નાન કરાવવું:—

ॐ ज्ञानरूपाय विद्महे गुरुदेवाय धीमहि । तन्नो गुरुः प्रचोदयात् ॥ नदीनदसहस्राणां वापिकूपसरोद्धृतम् । जलं वरुणदैवत्यं मया दत्तं हि भक्तितः ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । वरुणस्नानं समर्पयामि ॥

પછી ક્રમથી દૂધ, દહીં, ઘી, મધ ને શર્કરાવડે સ્નાન કરાવવું. તેમાં પ્રથમ નીચેનો મંત્ર ભણી દૂધથી સ્નાન કરાવવું:—

हरिः ॐ । पयः पृथिव्यां पय ओषधीषु पयो दिव्यन्तरिक्षे पयो धाः । पयस्वतीः प्रदिशः सन्तु मह्यम् ॥ कामधेनुसमुत्पन्नं सर्वेषां जीवनं परम् । पावनं यज्ञहेतुश्च पयः स्नानार्थमर्पितम् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । पयःस्नानं समर्पयामि ॥

એ પ્રમાણે પયઃસ્નાન થયાપછી વરુણસ્નાનમાટે જલ અર્પણ કરીને પછી નીચેના મંત્રથી દહીંવડે સ્નાન કરાવવું:—

हरिः ॐ ॥ दधिक्राव्णो अकारिषं जिष्णोरश्वस्य वाजिनः । सुरभि नो मुखा करत्प्र ण आयूंषि तारिषत् ॥ ॐ पयसस्तु समुद्भूतं मधुराम्लं शशिप्रभम् । दध्यानीतं मया देव स्नानार्थं प्रतिगृह्यताम् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । दधिस्नानं समर्पयामि ॥

દધિસ્નાન થયાપછી વરુણસ્નાનમાટે જલ અર્પણ કરીને પછી નીચેના મંત્ર ભણી ઘૃતસ્નાન કરાવવું:—

हरिः ॐ ॥ घृतं मिमिक्षे घृतमस्य योनिर्घृते श्रितो घृतं वस्य धाम । अनुष्वधमावह मादयस्व स्वाहाकृतं वृषभ वक्षि हव्यम् ॥ नवनीतसमुत्पन्नं सर्वसन्तोषकारकम् ॥ घृतं तुभ्यं प्रदास्यामि स्नानार्थं प्रतिगृह्यताम् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । घृतस्नानं समर्पयामि ॥

એ મંત્રો ભણી સ્નાનમાટે ઘૃત અર્પણ કરીને, વરુણસ્નાનસારુ જલ અર્પણ કરવું, ને તે પછી નીચેના મંત્રો ભણી મધવડે સ્નાન કરાવવું:-

हरिः ॐ ॥ मधु वाता ऋतायते मधु क्षरन्ति सिन्धवः । माध्वीर्नः सन्त्वोषधीः ॥ ॐ मधु नक्तमुतोषसो मधुमत्पार्थिवं रजः । मधु द्यौरस्तु नः पिता ॥ ॐ मधुमान्नो वनस्पतिर्मधुमाँ अस्तु सूर्यः । माध्वीर्गावो भवन्तु नः ॥ तरुपुष्पसमुद्भूतं सुस्वादु मधुरं मधु । तेजःपुष्टिकरं दिव्यं स्नानार्थं प्रतिगृह्यताम् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । मधुस्नानं समर्पयामि॥

એ પ્રમાણે મધુસ્નાન કરાવ્યાપછી વરુણસ્નાનમાટે જલ અર્પણ કરીને પછી નીચેના મંત્રો ભણી શર્કરાસ્નાન કરાવવું:—

हरिः ॐ । अपां रसमुद्वयसं सूर्ये संतं समाहितम् । अपां रसस्य यो रसस्तं वो गृह्णाम्युत्तमम् । उपयामगृहीतोऽसीन्द्राय त्वा जुष्टं गृह्णामि । एष ते योनिरिंद्राय त्वा जुष्टतमम् ॥ ॐ इक्षुसारसमुद्भूता शर्करा पुष्टिकारिका । मलापहारिका दिव्या

स्नानार्थं प्रतिगृह्यताम् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । शर्करास्नानं समर्पयामि ॥

એ પ્રમાણે શર્કરાસ્નાન થયાપછી વરુણસ્નાનમાટે જલ અર્પણ કરી, પંચામૃતનું તે પાત્ર કોરે મૂકી, પછી નીચેના મંત્રો ભણી સુગંધિત ચંદન કિંવા સુગંધિત ચંદનની ભૂકી અથવા સુવાસિત અબીલ એમાંનું કોઈ એક દ્રવ્ય ચરણકમલપર ઉદ્ધર્તનમાટે અર્પણ કરવું:—

ॐ ज्ञानरूपाय विद्महे गुरुदेवाय धीमहि । तन्नो गुरुः प्रचोदयात् ॥ नानासुगन्धिद्रव्यं च चन्दनं रजनीयुतम् । उद्वर्तनं मया दत्तं स्नानार्थं प्रतिगृह्यताम् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । उद्वर्तनं समर्पयामि ॥

ઉદ્ધર્તન થયાપછી નીચેના મંત્રો ભણી શુદ્ધજલથી કિંવા તીર્થોદકથી શુદ્ધોદકસ્નાન કરાવવું:—

ॐ आपो हि ष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन महे रणाय चक्षसे ॥ ॐ यो वः शिवतमो रसस्तस्य भाजयतेह नः उशतीरिव मातरः ॥ ॐ तस्मा अरं गमाम वो यस्य क्षयाय जिन्वथ आपो जनयथा च नः ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । शुद्धोदकस्नानं समर्पयामि ॥

એ પ્રમાણે શુદ્ધોદકસ્નાન થયાપછી અનુકૂળતા હોય તો નીચે જણાવેલો ગુરુગાયત્રીમંત્ર અગીઆર વાર ભણીને ચરણકમલપર અથવા પાદુકાપૂજન થતું હોય તો પાદુકાઉપર સુવાસિત જલની અખંડ ધારા કરીને અભિષેક કરવો:—

**ॐ ज्ञानरूपाय विद्महे गुरुदेवाय धीमहि । तन्नो गुरुः प्रचोदयात् ॥**

આ મંત્ર અગીઆર વાર ભણી રહ્યાપછી **ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ ॐ अमृताभिषेकोऽस्तु ॥** એમ કહી અભિષેકની સમાપ્તિ કરવી.

એ પ્રમાણે અભિષેક થયાપછી નીચે પ્રમાણે બોલી આચમનનું જળ અર્પણ કરવું:—

**ॐ ज्ञानरूपाय विद्महे गुरुदेवाय धीमहि । तन्नो गुरुः प्रचोदयात् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । आचमनं समर्पयामि ॥**

તે પછી **શ્રીસ**દ્ગુરુમહારાજના ચરણકમલને સ્વચ્છ નવા વસ્ત્રથી લુવાં, તથા પાદુકાઓ પણ તે વસ્ત્રથી કોરી કર્યાપછી નીચે પ્રમાણે પૂજન કરવું. તેમાં પ્રથમ આ મંત્રો ભણી વસ્ત્રોપવસ્ત્ર અર્પણ કરવાં:-

**ॐ तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानि जज्ञिरे । छन्दांसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत ॥ सर्वभूषाधिके सौम्ये लोकलज्जानिवारणे। मयोपपादिते तुभ्यं वाससी प्रतिगृह्यताम् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः। वस्त्रोपवस्त्रे समर्पयामि॥**

તે પછી નીચેના મંત્રો ભણી યજ્ઞોપવીત અર્પણ કરવાં:—

**ॐ तस्मादश्वा अजायन्त ये के चोभयादतः । गावो ह जज्ञिरे तस्मात्तस्माज्जाता अजावयः ॥ ॐ नवभिस्तन्तुभिर्युक्तं**

त्रिगुणं देवतामयम् । उपवीतं चोत्तरीयं गृहाण परमेश्वर ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । यज्ञोपवीतं समर्पयामि ॥

તત્પશ્ચાત્ નીચેના મંત્રો ભણી ચરણકમલઉપર કેસરવાળું ચંદન ચર્ચવું:—

ॐ तं यज्ञं बर्हिषि प्रौक्षन्पुरुषं जातमग्रतः। तेन देवा अयजन्त साध्या ऋषयश्च ये ॥ श्रीखण्डं चन्दनं दिव्यं केसरादिसमन्वितम् । विलेपनं सुरश्रेष्ठ चन्दनं प्रतिगृह्यताम् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । चन्दनं समर्पयामि ॥

તે પછી નીચેના મંત્રો ભણી અક્ષત અર્પણ કરવા:—

ॐ ज्ञानरूपाय विद्महे गुरुदेवाय धीमहि । तन्नो गुरुः प्रचोदयात् ॥ ॐ अक्षन्नमीमदन्त ह्यव प्रिया अधूषत । अस्तोषत स्वभानवो विप्रा नविष्ठया मती योजा न्विन्द्र ते हरी ॥ अक्षताश्च सुरश्रेष्ठ कुङ्कुमाक्ताः सुशोभिताः । मया निवेदिता भक्त्या गृहाण परमेश्वर ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । अक्षतान्समर्पयामि ॥

તે પછી નીચેના મંત્રો ભણી પવિત્ર સુવાસિત પુષ્પો ચરણકમલપર વા પાદુકાઓપર ચઢાવવાં:—

ॐ यत्पुरुषं व्यदधुः कतिधा व्यकल्पयन् । मुखं किमस्यासीत्किं बाहू किमूरू पादा उच्येते ॥ माल्यादीनि

सुगन्धीनि मालत्यादीनि वै प्रभो । मयाऽऽनीतानि पुष्पाणि गृहाण परमेश्वर ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । पुष्पाणि समर्पयामि ॥

તે પછી નીચેના મંત્રથી અબીલગુલાલ ચઢાવવા:—

ॐ ज्ञानरूपाय विद्महे गुरुदेवाय धीमहि । तन्नो गुरुः प्रचोदयात् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । अबीलगुलालं समर्पयामि ॥

એ પ્રમાણે ચરણકમલનું પૂજન થઇ રહ્યાપછી પૂજન કરનારે પોતાના જમણા હાથને ધોઇ શુદ્ધ વસ્ત્રથી કોરો કરી નીચેના મંત્રાવડે **શ્રીસદ્ગુરુપરમાત્માના** ભાલમાં કેસરાદિયુક્ત ચંદનનું તિલક (ત્રિપુંડ્ર) કરવું:—

ॐ तं यज्ञं बर्हिषि प्रौक्षन्पुरुषं जातमग्रतः । तेन देवा अयजन्त साध्या ऋषयश्च ये ॥ श्रीखण्डं चन्दनं दिव्यं गन्धाढ्यं सुमनोहरम् । विलेपनं सुरश्रेष्ठ चन्दनं प्रतिगृह्यताम् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । चन्दनं समर्पयामि ॥

ચંદન અર્પણ કર્યાપછી પૂર્વોક્તરીતે અક્ષત અર્પણ કરવા.

ત્યારપછી ખોબામા પુષ્પો લઇ **શ્રીગુરુમહારાજના** મસ્તકઉપર ચઢાવવાં, અને સુશોભિત ને સુગંધિત પુષ્પહાર કંઠવિષે પહેરાવવો.

તે પછી નીચેના મંત્રો ભણી સુવાસિત ધૂપ સમીપમાં સળગાવીને મૂકવો:—

ॐ ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृतः । ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥ वनस्पतिरसो-

द्भूतो गन्धाढ्यो गन्ध उत्तमः । आघ्रेयः सर्वदेवानां धूपोऽयं प्रतिगृह्यताम् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । धूपं समर्पयामि ॥

પછી નીચેના મંત્રોવડે ઘીનો દીપક અર્પણ કરવોઃ—

ॐ चन्द्रमा मनसो जातश्चक्षोः सूर्यो अजायत । श्रोत्राद्वायुश्च प्राणश्च मुखादग्निरजायत ॥ आज्यं च वर्तिसंयुक्तं वह्निना योजितं मया । दीपं गृहाण देवेश त्रैलोक्यतिमिरापह ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । दीपं समर्पयामि ॥

પછી જે જે નૈવેદ્યસામગ્રી તૈયાર કરેલી હોય તે તે સર્વ સાન્નિધ્યમાં મૂકી નીચેના મંત્રો ભણી નૈવેદ્ય અર્પણ કરવુંઃ—

ॐ नाभ्या आसीदन्तरिक्षं शीर्ष्णो द्यौः समवर्तत । पद्भ्यां भूमिर्दिशः श्रोत्रात्तथा लोकाँ२ अकल्पयन् ॥ फलमूलसमायुक्तं नानाशाकसमन्वितम् । शर्कराघृतसंयुक्तं नैवेद्यं प्रतिगृह्यताम् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । नैवेद्यं समर्पयामि ॥

તે પછી નીચેના મંત્રો ભણી મુખવાસમાટે એલચી, લવિંગ, બરાસ, સોપારી અને કાથો ઇત્યાદિ સહિત પાન અર્પણ કરવુંઃ—

ॐ ज्ञानरूपाय विद्महे गुरुदेवाय धीमहि । तन्नो गुरुः प्रचोदयात् ॥ ॐ यत्पुरुषेण हविषा देवा यज्ञमतन्वत । वसन्तोऽस्यासीदाज्यं ग्रीष्म इध्मः शरद्धविः ॥

एलालवंगकर्पूरखदिरादिपूगीफलं । नागवल्ली-

दलैर्युक्तं ताम्बूलं प्रतिगृह्यताम् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । ताम्बूलं समर्पयामि ॥

તે પછી સોપારી, શ્રીફલ, દાડિમ, કેળાં, સીતાફલ, જામફલ, ફણુસ, નારંગી, સક્કરજન, દ્રાક્ષ ને આમ્રફલ આદિ ચાલતી ઋતુમાં થનારાં જે જે ફળો મળી આવ્યાં હોય તે નીચેના મંત્રો ભણી અર્પણ કરવાં:—

ॐ ज्ञानरूपाय विद्महे गुरुदेवाय धीमहि । तन्नो गुरुः प्रचोदयात् ॥ ॐ फलानीमानि देवेश ऋतुकालोद्भवानि च । अर्पितानि मया भक्त्या गृहाण परमेश्वर ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । ऋतुकालोद्भवफलानि समर्पयामि ॥

પછી નીચેના મંત્રો ભણી યથાશક્તિ દક્ષિણા અર્પણ કરવી:—

ॐ सप्तास्यासन् परिधयस्त्रिः सप्त समिधः कृताः । देवा यद्यज्ञं तन्वाना अबध्नन्पुरुषं पशुम् ॥ ॐ हिरण्यगर्भगर्भस्थं हेमबीजं विभावसोः । अनन्तपुण्यफलदमतः शान्ति प्रयच्छ मे ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । दक्षिणां समर्पयामि ॥

તે પછી એક સુંદર થાળમાં કિંવા બીજા કોઈ આર્તિ કરવાના સુશોભિત પાત્રમાં, પાંચ અથવા એથી અધિક રૂની ફૂલબત્તીઓ ઘી વાળી કરી, એક પાનઉપર કપૂર મૂકી, તે પ્રજ્વલિત કરી તેને ચંદન અક્ષત ને પુષ્પથી પૂજી, વાજીત્રના નાદપૂર્વક **શ્રીસદ્ગુરુપરમાત્માના** સવ્યાંગથી ( ડાબા અંગથી ) જમણા અંગભણી જાય એવી રીતે

આર્તિ ઊતારવી, ને આર્તિમાં પ્રથમ **શ્રીસદ્‌ગુરુપરમાત્માની આર્તિ** બોલી રહી નીચેના મંત્રો બોલી આર્તિ પૂર્ણ કરવી. કદાચ પૂજનમાં

## ❀ ॥ अथ श्रीसद्‌गुरुपरमात्मन आर्तिः ॥

जय योगीश्वर नाथ, जय करुणागारम् ।
जय शरणागतपालक, भक्तजनाधारम् ॥
जय देव गुरुदेव ॥

मृडविधुविधिसेवितं, सुरवृन्दैरीडितम् । गुरु सुरवृन्दै० ॥
ऋषिमुनिहृद्भावितं, विबुधैः प्रणमितम् ॥जय देव गुरुदेव ॥ १ ॥
गुणातीतगुणवंतं, वाङ्मनसातीतम् । गुरु वाङ्मनसा० ॥
निराकारसाकारं, निगमागमसारम् ॥जय देव गुरुदेव ॥ २ ॥
निखिलाधारस्वरूपं, परिच्छेदशून्यम् । गुरु परिच्छेद० ॥
सद्रूपं चिद्रूपं, चानंदस्वरूपम् ॥ जय देव गुरुदेव ॥ ३ ॥
सर्गस्थितिलयहेतुं, कालत्रयरहितम् । गुरु कालत्रय० ॥
परमपुनीतचरित्रं, नौमि रूपमनुपम् ॥ जय देव गुरुदेव ॥ ४ ॥
हृन्मंदिरकृतवासं, दिव्यज्योतिपुंजम् । गुरु दिव्यज्योति० ॥
ज्योतिषाञ्च प्रकाशं, स्वस्तिदकरकंजम् ॥ जय देव गुरुदेव ॥५॥
ब्रह्मानंदविहारं, मोहतिमिरमिहिरम् । गुरु मोहतिमि० ॥
कारुण्याब्धिमपारं, सेवकमंदारम् ॥ जय देव गुरुदेव ॥ ६ ॥

ઉતાવળ કરવાની હોય તો માત્ર નીચેના મંત્રો બોલીને આર્તિ ઉતારવી:-

जगदुपकृतये गृहीतं, विशदयशैः प्रथितम् । गुरु विशद० ॥
लीलाविग्रहरूपं, भक्तजनाभीष्टम् ॥ जय देव गुरुदेव ॥ ७ ॥
शांताकृतिमतिविमलं, चितिध्यानलीलम् । गुरु चिति० ॥
भूयो नौमि कृपालं मंगलकरशीलम् ॥ जय देव गुरुदेव ॥ ८ ॥
शुभ्रांबरपरिहितं, भस्मभूषितभालम् ॥ गुरु भस्मभू० ॥
कंठे धृताक्षमालं, प्रणतप्रतिपालम् ॥ जय देव गुरुदेव ॥ ९ ॥
मंजुलमुखारविंदं, रुचिरस्मितयुक्तम् । गुरु रुचिर० ॥
नरहरिनित्यनिरीहं, विकचायतनेत्रम् । जय देव गुरुदेव ॥१०॥
प्रकटितद्विजकुलदेहं, ज्ञानयोगगेहम् । गुरु ज्ञानयोग० ॥
सुधया सिञ्चितवाचा, त्रोटकसंदेहम् ॥जय देव गुरुदेव ॥११॥
प्रणतापत्तिविनाशं, छेदकभवपाशम् । गुरु छेदक० ॥
ज्ञानयोगविख्यातं, विद्याविभवेशम् ॥ जय देव गुरुदेव ॥१२॥
भवजलधिमग्नानां, निर्भयदृढपोतम् । गुरु निर्भय० ॥
श्रीसद्गुरुवरनाथं, वंदे सततमहम् ॥ जय देव गुरुदेव ॥१३॥

॥ इति श्रीसद्गुरुपरमात्मन आर्तिः ॥

ॐ अग्निर्देवता वातो देवता सूर्यो देवता चन्द्रमा देवता वसवो देवता रुद्रा देवताऽऽदित्या देवता मरुतो देवता विश्वेदेवा देवता बृहस्पतिर्देवतेंद्रो देवता वरुणो देवता ॥ ॐ कदलिगर्भसंभूतं कर्पूरं च प्रदीपितम् ॥ आरार्तिक्यमहं कुर्वे पश्य मे वरदो भव ॥ ॐ ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिम्, द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् । एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतम्, भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । कर्पूरारार्त्तिक्यं समर्पयामि ॥

પછી નીચેના મંત્રો ભણી પ્રદક્ષિણા કરવીઃ—

ॐ हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् । स दाधार पृथिवीन्द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥ ॐ यानि कानि च पापानि जन्मान्तरकृतानि वै । तानि सर्वाणि नश्यन्तु प्रदक्षिणपदेपदे ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । प्रदक्षिणां समर्पयामि ॥

તે પછી બંને હાથના અંજલિમાં (ખોબામાં) પુષ્પો લઇ ઊભા થઇ નીચે પ્રમાણે મંત્રપુષ્પાંજલિ અર્પણ કરવોઃ—

हरिः ॐ । यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् । तेह नाकं महिमानः सचन्त यत्र पूर्वे साध्याः

सन्ति देवाः ॥ हरिः ॐ ॥ राजाधिराजाय प्रसह्यसाहिने । नमो वयं वैश्रवणाय कुर्महे । स मे कामान्कामकामाय मह्यं । कामेश्वरो वैश्रवणो ददातु । कुबेराय वैश्रवणाय महाराजाय नमः ॥ ॐ स्वस्ति । साम्राज्यं भौज्यं स्वाराज्यं वैराज्यं पारमेष्ठ्यं राज्यं माहाराज्यमाधिपत्यं समन्तपर्यायी स्यात्सार्वभौमः सार्वायुष आन्तादापरार्धात् । पृथिव्यै समुद्रपर्यंताया एकराडिति तदप्येष श्लोकोऽभिगीतो मरुतः परिवेष्टारो मरुत्तस्यावसन्गृहे । आविक्षितस्य कामप्रेर्विश्वेदेवाः सभासद इति ॥ ॐ विश्वतश्चक्षुरुत विश्वतो मुखो विश्वतो बाहुरुत विश्वतस्पात् । सं बाहुभ्यां धमति सं पतत्रैर्द्यावाभूमी जनयन् देव एकः ॥ ॐ ईशानः सर्वविद्यानामीश्वरः सर्वभूतानां ब्रह्माधिपतिर्ब्रह्मणोऽधिपतिर्ब्रह्मा शिवो मे अस्तु सदाशिवोम् ॥ ॐ नानासुगन्धपुष्पाणि यथाकालोद्भवानि च । पुष्पांजलिर्मया दत्तो गृहाण परमेश्वर ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । मन्त्रपुष्पांजलिं समर्पयामि ॥

એ પ્રમાણે ભણી મંત્રપુષ્પાંજલિ અર્પણ કરીને પછી નીચેના મંત્રથી ત્રણ સાષ્ટાંગદંડવત્પ્રણામ કરવાઃ—

ॐ नमः सर्वहितार्थाय जगदाधारहेतवे । साष्टांगोऽयं प्रणामस्ते दीनत्वेन मया कृतः ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्गुरुपरमात्मने नमः । नमस्कारान्समर्पयामि ॥

પછી નીચે પ્રમાણે શાંતિપાઠ ભણવો:—

हरिः ॐ ॥ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते । पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ ॐ द्यौः शान्तिरन्तरिक्षं शान्तिः पृथिवी शान्तिरापः शान्तिरोषधयः शान्तिर्वनस्पतयः शान्तिर्विश्वेदेवाः शान्तिर्ब्रह्म शान्तिः सर्वं शान्तिः शान्तिरेव शान्तिः सा मा शान्तिरेधि ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ ॐ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ॥ स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

તે પછી ઊભા થઇ બંને હાથ જોડી રાખી નીચેના શ્લોકો એ લી પ્રાર્થના કરવી:—

त्वमेव माता च पिता त्वमेव, त्वमेव बन्धुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव, त्वमेव सर्वं मम देवदेव ॥
न मे त्वदन्यस्त्रातास्ति, त्वदन्यन्न हि दैवतम् ।
त्वदन्यं न हि जानामि, पालकं पुण्यरूपकम् ॥
शरणागतदीनार्तपरित्राणपरायण ।
कृपालो रक्ष मामद्य, घोरसंसारसागरात् ॥
यन्मया भक्तियुक्तेन, पत्रं पुष्पं फलं जलम् ।

निवेदितं च यद्द्रव्यं, तद्गृहाणानुकंपया ॥
मंत्रहीनं क्रियाहीनं, भक्तिहीनं सुरेश्वर ।
यत्पूजितो मया देव, परिपूर्णं तदस्तु मे ॥
गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुरेव परब्रह्म, तस्मै श्रीगुरवे नमः ॥
अज्ञानतिमिरांधस्य, ज्ञानाञ्जनशलाकया ।
चक्षुरुन्मिलितं येन, तस्मै श्रीगुरवे नमः ॥
यस्मादनुग्रहं लब्ध्वा, महदज्ञानमुत्सृजेत् ।
तस्मै श्रीदेशिकेंद्राय, नमश्चाभीष्टसिद्धये ॥

તે પછી નીચે પ્રમાણે બોલી, આચમનીવડે જળ નીચે મૂકી. તે પૂજન શ્રીસદ્‌ગુરુદેવને અર્પણ કરવું:—

अनेन षोडशोपचारैरन्योपचारैश्च यथाज्ञानेन कृतेन श्रीसद्गुरुपूजनाख्यकर्मणा ॐ भूर्भुवः स्वः श्रीपरमात्मरूपी श्रीसद्गुरुदेवः प्रीयतां न मम ॥

## ॥ इति श्रीसद्गुरुपूजनपद्धतिः संपूर्णा ॥

# શ્રીગુરુચરણોદક લેવાનો મંત્ર

अज्ञानमूलहरणं, जन्ममृत्युनिवारकम् ।
ज्ञानवैराग्यसिद्ध्यर्थं, गुरुपादोदकं पिबेत् ॥

**સૂચના:**—જે દ્વિજને સંક્ષેપમાં **શ્રીગુરુપૂજન** કરવું હોય તેણે **ॐ ज्ञानरूपाय विद्महे गुरुदेवाय धीमहि । तन्नो गुरुः प्रचोदयात् ॥ ॐ भूर्भुवः स्वः श्रीसद्‌गुरुपरमात्मने नमः । अमुकं समर्पयामि ॥** એ મંત્ર બોલી ષોડશોપચાર—ધ્યાન, આસન, પાદ્ય, અર્ધ્ય, આચમન, સ્નાન વસ્ત્રોપવસ્ત્ર, ઉપવીત, ગંધ, પુષ્પમાલા, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂલ, દક્ષિણા, પ્રદક્ષિણા ને મંત્રપુષ્પયુક્ત—પૂજન કિંવા પંચોપચાર ( ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય ) પૂજન કરવું.

જનોઇવિનાના ગુરુભક્તોએ ને સ્ત્રીઓએ પુરાણના મંત્રો ભણી **श्रीसद्‌गुरवे नमः अमुकं समर्पयामि ॥** એ મંત્ર ભણી ષોડશોપચારથી કે પંચોપચારથી પૂજન કરવું.



# શ્રીપરમપદબોધિની

## ચોથી આવૃત્તિ

આ ગ્રંથમાં વેદાંતનો સાર, યોગનો સાર, સાંખ્યનો સાર, ભક્તિનું વિવેચન, સર્વ શાસ્ત્રોનો તથા ધર્મોનો સમન્વય, ને જ્ઞાન યોગ ભક્તિ ને વૈરાગ્યનાં પદ્યો છે. મૂલ્ય રૂ. ૦–૧૪–૦

# શ્રીનાથકાવ્ય ભાગ ૧ લો તથા ભાગ બીજો

આ લેખમાં વેદાંત–જ્ઞાન, યોગ, ભક્તિ, વૈરાગ્ય ને નીતિનાં પદ્યો ભિન્ન ભિન્ન રાગમાં છે. મુમુક્ષુઓને પોતાનું હૃદય પારમાર્થિક સાધનમાં ઉત્સાહવાળું તથા શાંત કરવામાટે આ પરમોપયોગી છે. મૂલ્ય અનુક્રમે રૂ ૦–૫–૦ તથા રૂ. ૦–૧૪–૦

# શ્રીપાતંજલયોગદર્શન

## ચોથી આવૃત્તિ

આ ગ્રંથમા ભગવાન્ પતજલિના મૂલ સૂત્રો, પદબોધિનીનામની સરલ સંસ્કૃત ટીકા, સૂત્રનો ગુજરાતી અર્થ, ને સૂત્રનું વિસ્તારથી પ્રમાણ, યુક્તિ ને અનુભવપૂર્વક વિવેચન છે. યોગાભ્યાસીને પરમોપયોગી પુસ્તક છે. કાગળ ને છપાઈ ઉત્તમ છે. પાકું પૂંઠું છે. મૂલ્ય રૂ. ૨–૧૦–૦

# આનંદાશ્રમમાં મળતાં અન્ય લેખકોનાં પુસ્તકો

જ્ઞાનદર્પણ જેમા છ દર્શનોમાંના ઉપયોગી વિષયો છે. જાડા કાગળપર નકશારૂપે છે. રૂ. ૧–૬–૦ દ્વિજ સ્ત્રીઓનું આહ્નિક રૂ. ૦–૫–૦ વિધવા સ્ત્રીઓનું નિત્યકર્મ. રૂ. ૦–૧–૦ નાથકીર્તનાવલિ. રૂ. ૦–૨–૬ નાથસંકીર્તન. ૦–૩–૦ શિષ્યનું સદ્ગુરુપ્રત્યે કર્તવ્ય. રૂ. ૦–૫–૦ શ્રીસદુપદેશક પદ્યો. રૂ. ૦–૧–૬ પાંચ રત્નો. રૂ. ૦–૫–૦ શ્રીનાથસદ્ગુરુસ્તોત્રાબ્ધિ. રૂ. ૦–૦–૬ કર્તવ્યબોધ. રૂ. ૦–૮–૦ શ્રીનાથગુરુસ્તવન. રૂ. ૦–૧–૦૬ શિવભજનાવલિ. રૂ. ૨–૦–૦ નૈમિત્તિકકર્મપ્રકાશ. બીજી આવૃત્તિ છપાશે.

# બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મા-કૃત પુસ્તકો

ઉપનિષદો. રૂ. ૬-૪-૦ વેદાંતદર્શન. પાકા પુંઠાનું. રૂ. ૩-૮-૦ કાચા પુંઠાનું. રૂ. ૩-૦-૦ સાંખ્યપ્રવચન સંસ્કૃત તથા ગુજરાતી ટીકા સાથે. રૂ. ૧-૦-૦ યોગકૌસ્તુભ. રૂ. ૧-૮-૦ પાતંજલયોગદર્શન. રૂ. ૨-[illegible]-૦ પરમપદબોધિની. રૂ. ૦-૧૪-૦ સંધ્યાનો વેદાંતાનુસારી વિચાર. રૂ. ૦-૧-૦ નાથસ્વરોદય. રૂ. ૦-૩-૦ ઊખડી વાણી સ્પષ્ટીકરણ. રૂ. ૦-૧-૬ મનુષ્યમિત્ર. રૂ. ૦-૫-૦ સ્વાભાવિકધર્મ રૂ. ૦-૩-૦ સુબોધકલ્પલતા. રૂ. ૦-૯-૦ સદુપદેશદિવાકર પ્રથમ કિરણ. રૂ. ૦-૧૨-૦ સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ. રૂ. ૦-૧૨-૦ સદુપદેશદિવાકર તૃતીય કિરણ. રૂ. ૦-૧૨-૦ સદુપદેશદિવાકર ચતુર્થ કિરણ. રૂ. ૧-૨-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦ રૂ. ૦-૭-૬ ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫ રૂ. ૦-૮-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫ રૂ. ૦-૮-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૩૬ થી ૫૮ રૂ. ૧-૨-૦ યોગપ્રભાકર. રૂ. ૦-૪-૦ પ્રશ્નોત્તરરૂપ વિવિધ ઉપદેશ. રૂ. ૦-૫-૬ ગીતાદિ પંચરત્ન સટીક. રૂ. ૧-૮-૦ રાસપંચાધ્યાયી ભક્તિપક્ષની તથા જ્ઞાનપક્ષની વિસ્તૃત ટીકાસહિત. રૂ. ૦-૫-૬ પ્રણવપટ. રૂ. ૦-૩-૦ પ્રણવવિસ્તારપટ. રૂ. ૦-૨-૦ નાથકાવ્ય રૂ. ૦-૫-૦ નાથકાવ્ય ભાગ ૨ જો. રૂ. ૦-૧૪-૦ સદુપદેશમાલા પ્રથમ ભાગ. રૂ. ૦-૩-૬ પત્રકલ્પમંજરી. રૂ. ૦-૩-૦ વિનોદમાલા રૂ. ૦-૫-૦ દુરાચારગિરિવજ્ર. રૂ. ૦-૪-૬ રુદ્રસૂક્ત પુરુષસૂક્ત ઈશાવાસ્યાદિ સટીક. રૂ. ૦-૪-૬ શ્રીસૂક્ત સટીક. રૂ. ૦-૦-૯ પ્રજ્ઞાસુધાકર. રૂ. ૦-૧-૬ ભક્તિસુધા. રૂ. ૦-૦-૬ શ્રીયજુર્વેદીય આહ્નિક પ્રકાશ. રૂ. ૦-૮-૦ શ્રીસનાતનધર્મનું નિરૂપણ. રૂ. ૦-૧-૬ સુવિચારચંદ્રિકા. રૂ. ૦-૫-૦ મહામંત્રમાલિકા. રૂ. ૦-૩-૦ શ્રીશંકરાચાર્યના અષ્ટાદશ રત્નો સટીક. રૂ. ૧-૮-૦ વિવેકભાસ્કર પ્રથમરશ્મિ. રૂ. ૦-૬-૦ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો. રૂ. ૦-૯-૦ આલોચ્યવિવેક. રૂ. ૦-૧-૦

ઉપરનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:—વ્યવસ્થાપક, **આનંદાશ્રમ, બીલખા.**